થા સાહેદોના ખરચ બાબત. લઇને સ્થાનિક સરકારે કાંઇપણ કાનુન કરી હોય તે કાનુનને અનુસરીને કોઇ પણ ફોજદારી કોરટ આ કાયદા પ્રમાણે પોતાની આગળ કોઇપણ ચોકસી ઇનસાફ અથવા બીજુ કામ ચલાવવામાં આવે તે કારણ સારૂ કોઇપણ ફરિયાદી અથવા સાહેદ હાજર થાય તેનો વ્યાજબી ખરચ, સરકાર તરફથી આપવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

દંડમાંથી ખરચ અથવાનુકશાનનો અવેજ આપવાનો કોરટનો અધિકાર. ૫૪૫. જ્યારે કોઈ ફોજદારી કોરટ કોઇપણ ચાલુ કાયદા પ્રમાણે દંડ કરે અથવા અપીલમાં અથવા તપાસમાં અથવા બીજી રીતે દંડની શિક્ષા અથવા જે શિક્ષાનો એક ભાગ દંડ હોય તેવી શિક્ષા મંજુર કરે ત્યારે ફેંસલો કરતી વખતે તે કોરટ વસુલ કરેલો દંડ અથવા તેમાંનો ગમે તે ભાગ હેઠળ લખ્યા પ્રમાણે ઉપયોગમાં લેવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

(અ) ફરિયાદીનું કામ ચલાવવામાં વ્યાજબી રીતે થયેલો ખરચ પુરો પાડવા સારૂ;

(બ) જ્યારે, તે કોરટના મત પ્રમાણે, દિવાની દાવાથી નુકશાનનો ભારે બદલો મળી શકતો હોય ત્યારે કરેલા ગુનાથી થયેલા નુકશાનનો બદલો આપવા સારૂ.

જેમાં અપીલ થઇ શકે એવા કોઇ મુકદમામાં જો તે દંડ કરવામાં આવે તો અપીલ કરવા માટે આપેલી મુદત વીતી ગયા પહેલ, અથવા જો અપીલ કરવામાં આવે તો, તેનો ફેંસલો થતાં પહેલાં સદરહુ ખરચ અથવા નુકશાનનો અવેજ આપવો નહી.

ટીકા--- આ કલમ સને ૧૮૭૨ના આકટ ૧૦ ની કલમ ૩૦૮ ના પારેગરાફ ૧-૨-૩ ને મળતી છે

જે માણુસને નુકશાન થયું હોય તેનેજ આ કલમ પ્રમાણે નુકશાન અપાવાય જેને નુકશાન થયું હોય તે મરી ગયો હોય તો પછી તેના વારસને તે નુકશાન અપાવાય નહી--- લાલશીંગ કેદીના કામમાં વીકલી રીપોર્ટ વા ૧૦ પ્ર ૩૯

જેને નુકશાન આપવાનું હોય તેવું તેને નુકશાન અપાવવા લાયકની હરકત કેશ ચાલતાં નક્કી થવી જોઇએ તથા ફરીયાદીએ નુકશાન મળવા જે હકીકત કહી તે વિરૂધ તોહોમતદારને કાંઇ હકીકત રજુ કરવા તેને તક આપવી જોઇએ--- રાણી વિરૂધ હરચરણદાસ અને બીજાઓ વીકલી રીપોર્ટ ૧ પ્ર ૫૩

ફરીયાદીને ગુન્હેગાર કરેલા ગુન્હાથી કાંઇ નુકશાન આપવા અથવા પઇસા સબંધી કાંઇ હાની થયા વગર આ કલમ પ્રમાણે દંડનો કાંઈ ભાગ અથવા આખો ભાગ અપાવાય નહી રાણી વિરુદ્ધ સમસેન બાબજી મુંબાઈ હાઇકોરટ રીપોર્ટ વા. ૩ પ્ર. ૪૩

તોહોમતદારે ગફલતીથી એક ખાડો ખોદેલો તેમાં પડી જવાથી એક સ્ત્રીનો ધણી મરી ગયો તે બાબતના કેશમાં એ સખ્સની સ્ત્રી (વિધવા) ને દંડમાંથી નુકશાન અપાવ્યું તે ગેરવ્યાજબી ગણવામાં આવ્યું છે—રાણી વિરૂદ્ધ શીવબા સાપા મદરાસ હાઇકોરટ રીપોર્ટ વા. ૭ પ્ર. ૭૩.

જે ફરિયાદી અરજી ઉપર સ્ટાંપની જરૂર ન હોય તેમ છતાં ફરિયાદીએ સ્ટાંપ વાપરી ફરિયાદ કરી હોય તો તે સ્ટાંપના નાણાં થએલા દંડમાથી અપાવાય નહીં—રાણી વિરૂદ્ધ

આવજી બીન મુંબાઇ હાઇકોરટ રીપોર્ટ વા. ૮ પ્ર. ૨૨

એક ચોરીના કામમાં ચોરીનો માલ શુધબુધિથી લેનાર સાહેદને આપવો પડે તેમાં એ સાહેદને તોહોમતદારને કરેલા દંડમાંથી કીમત આપવી તે વ્યાજબી નથી એવું કરેલું છે. મદરાસ હાઇકોરટ રીપોર્ટ વા. ૭ પ્ર. ૧૩

પછોથાદિવાનીમાં કરેલીફરિયાદમાંઉ પરમુજબ આપેલી રકમો હિસાબમાં લેવી.

૫૪૬. પછી તેજ બાબત સબંધી દીવાની દાવો કરવામાં આવે તેમાં નુકશાનીનો અવેજ આપવાનો હુકમ કરતી વખતે ૫૪૫ મી કલમ પ્રમાણે નુકશાનીના અવેજ દાખલ જે રકમ આપ હોય અથવા વસુલ કરી હોય તે રકમ કોરટે હિસાબમાં લેવી.

જેપઇસાઆપવાનો હુકમકરયોહશે તેદંડ તરાકેવસુલકરીશકે.

૫૪૭. આ કાયદા પ્રમાણે કરેલા કાંઇપણ હુકમની રૂએ (દંડ શિવાય બીજા) જે પઇશા આપવાના હશે તે જાણે દંડ હોય એવી રીતે વસુલ કરી શકાશે.

ચલાવેલાંકામના કાગળોના નકલો.

૫૪૮, કોઇ ફોજદારી કોરટે કરેલા કોઇ ફેંસલામાં અથવા હુકમમાં જે સખશનો સબંધ હોય તે સખસ જુરીને જરૂરજે આદેશ કરયો હોય તેની અથવા કોઇપણ હુકમતની અથવા જબાનીની અથવા કાગળ પત્રની બીજા કોઇ ભાગનો નકલ લેવાની ખાયશ રાખતો હોય, તો તે અરજી કરે એટલે તેને તે નકલ આપવી, પણ એવું ઠરાવ્યું છે કે કાંઇ વિશેશ કારણસર તે નકલ મફત આપવાનું કોરટને યોગ લાગઉ નહિ હોય તો તે સખસે તે નકલનો ખરચ આપવો.

કોરટ મારશાયલ થિ ઇનસાફ થવા ને પાત્ર હોય તે વા સખસોનેલશક રિ અધિકારિયોને સ્વાધિન કરવા બા બત.

૫૪૯, જે સખસોને લશકરિ કાયદો લાગુ હોય તે સખસોનો ઇનસાફ જે કોરટને આકાયદો લાગુ હોય તે કોરટે કરવો જોઇએ કે કોરટ મારશિયલથિ કરવો જોઇએ તેવિ બાબતો સબંધિ ગવરનર જનરલ ઈન કાઉંસિલ આ કાયદાને તથા સન ૧૮૮૧ ના ૫ મા આરમિ આકટને અથવા એવા હરકોઇ ચાલુ કાયદાને અનુસરતિ કાનુનો કરવાને મુખત્યાર છે અને જયારે કોઇપણ સખસને કોઇ માજીસ્તરેટની આગળ આણયો હોય અને જે ગુના બાબત સન ૧૮૮૧ ના આરમિ આકટનિ ૪૧ મિ કલમ પ્રમાણે તેનો ઇનસાફ કોરટ મારશિયલથી કરવા જોગ હોય તે ગુનાનું તોહમત તેનિ ઉપર મુકયું હોય ત્યારે તે માજીસ્તરેટે સદરહુ કાનુનો નજરમાં રાખવિ, અને યોગ પ્રસંગે તે સખસને કોરટ મારશિયલથિ તેનો ઇનસાફ થવા માટે જે રેજીમેંન્ટ પલટણ અથવા ટુકડિમાં તે સખસ હોય તે રેજીમેંટ, પલટણ અથવા ટુકડિના કમાંડિંગ અમલદારને અથવા પાસેમાં પાસેનિ લશકરિ છાવણિમાં કમાંડિંગ અમલદારને જે ગુનાનું તોહમત તે શખસ ઉપર આવ્યું હોય તે ગુનાનિ એક હકિકત સાથે સ્વાધિકરવો.

સદરહુ પ્રકારના

સદરહુ પ્રકારનો કોઇપણ જગાએ લશકરી સિપાઇની જે ટોળી

**સખસોને પકડવા બાબત**

છાવણી કરીને રહી હોય અથવા કામકરતી હોય તે ટોળાનો કમારડીંગ અમલદાર જે સખસની ઉપર સદરહુ ગુન્હાનું તોહોમત આવ્યું હોય તે સખસને પકડીને જાપતામાં રાખવા સારૂ લખેલી દરખાસ્ત કરે તે માજીસ્તરેટને પહોંચ્યેથી તેણે તેમ કરવા સારૂ પોતાની બનતી પરીક્ષા કોશીશ કરવી.

**ઊંચા દરજ્જાના પોલિસ અમલદારોના અધિકાર.**

૫૫૦ જે અમલદારના હવાલામાં પોલીસથાણું હોય તે અમલદાર પોતાના થાણાંનિ હદમાં જે અધિકાર ચલાવિ શકે તેજ અધિકાર સદરહુ અમલદારથિ ઉંચા દરજ્જાના અમલદારો જે સ્થાનિક હદમાં પોતાને નિમ્યો હોય તે સ્થાનિક હદમાંહે સઘળે ઠેકાણે ચલાવવાને મુખત્યાર છે.

**જે સ્ત્રીઓનું હરાણુ થયું હોય તેસ્ત્રિઓને છુટિ કરિ આપવાનિ જરૂર પાડવાનો અધિકાર.**

૫૫૧ કાંઇપણ ગેરકાયદેસર કારણ સારૂ કોઇ સ્ત્રિનું અથવા ચઉદ વરસનિ અંદરનિ ઉમરનિ કોઇ છોકરિનું હરણ થયા વિશે અથવા તેને ગેરકાયદેસર અટકાવિ રાખ્યા વિશે કાંઇ પ્રેસિડેન્સિ માજીસ્તરેટને અથવા જીલ્લા માજીસ્તરેટને સોગન ઉપર ફરિયાદ કરવામાં આવે તે ઉપરથિ સદહુ સ્ત્રિને તુરત છુટિ કરવાનો અથવા સદરહુ છોકરિ તેના ધણિને માબાપને, વાલિને અથવા બિજા જે સખસના કાયદેસર હવાલામાં તે હોય તે સખસને તુરત પાછિ આપવાનો હુકમ કરવાને, અને તે હુકમ પ્રમાણે ચાલવાનિ જરૂર પાડવાને અને જરૂર પડે તો બળ વાપરવાને, તે માજીસ્તરેટ મુખત્યાર છે.

**ઇલાકાનાં મુખ્ય શેહેરમાં વગરસબબે જે સખસને હવાલામાં આપ્યો હોય તે સખસને નુકશાનિ આપવાબાબત.**

૫૫૨ જ્યારે ઇલાકાનાં મુખ્ય શેહેરોમાં કોઇપણ સખસ બિજા કોઇ સખસને કોઇ પોલિસ અમલદાર પાસે પકડાવે ત્યારે જે માજીસ્તરેટ તે મુકદમો સાંભળે તે માજીસ્તરેટને જો એમ જણાય કે એ પ્રમાણે પકડવાનો કાંઇ પુરતો સબબ નોહોતો, તો પચાસ રૂપઇયા સુધિ જેટલિ નુકશાનિ તે માજીસ્તરેટ યોગ્ય ધારે તેટલિ નુકશાનિ એ પ્રમાણે પકડાવનાર સખસે એ પરમાણે પકડેલા સખસને તેના વખતના નુકશાન બદલ તથા તે બાબતમાં થએલા ખરચ બદલ આપવાનો હુકમ કરવાને તે માજીસ્તરેટ મુખત્યાર છે.

સદરહુ પ્રકારના મુકદમામાં, જો એક કરતાં વધારે સખસોને પકડવામાં આવે અથવા એક કરતાં વધારે સખસોની ઉપર ફરિયાદ કરવામાં આવે તો પચાસ રૂપઇયા સુધી જેટલી નુકશાની સદરહુ માજીસ્રેટ યોગ્ય ધારે તેટલી નુકશાની, તેવીજ રીતે તેમાંના દરએક સખસને આપવાનો હુકમ કરવાને તે માજીસ્તરેટ મુખત્યાર છે.

આ કલમ પ્રમાણે જે નુકશાની આપવાનો હુકમ કરયો હોય તે સઘળી નુકશાની, જાણે તે દંડ છે એવી રીતે વસુલ કરવાનો અધીકાર છે, અને જો તે એ પ્રમાણે વસુલ થઇ શકે નહી તો, જે સખસે તે આપવાની હોય તે સખસને ત્રીસ દીવસ સુધી જેટલી મુદત તે માજીસ્તરેટ ફરમાવે તેટલી મુદત સુધીની આસાન કેદની શિ

ક્ષાનો હુકમ કરવો પણ જો સદરહુ રકમ તે મુદત પુરી થતાં પેહેલાં આપવામાં આવે તો તેને છોડી મુકવો.

*તાબામાંહેનીકોરટોનાં દફતર તપાસવા સારૂકાનુનોકરવાનો ચારટરહાઈકોરટોનો અખત્યાર.*

૫૫૩. કલકતાની હાઈકોરટે, ગવરનર જનરલ ઇનકાંઉસિલની અગાઉથી મંજુરી લઇને અને રાયલ ચારટરથી સ્થાપેલી બીજી કોઈ હાઇકોરટ, સ્થાનિક સરકારની અગાઉથી મંજુરી લઈને તાબામાંહેના કોરટોના દફતર તપાસવા શારૂ વખતે વખતે કાનુનો કરવાને મુખત્યાર છે.

*બીજીહાઈકોરટોતે બીજાંકારણો સારૂ કાનુનોકરવાનોઅધિકાર.*

જે હાઈકોરટ રાયલ ચારટરથી સ્થાપેલી ન હોય તેવી દરએક હાઈકોરટ, સ્થાનિક સરકારની અગાઉથી મંજુરી લઇને વખતે વખતે.

(અ) પોતાના તાબા માંહેની સઘળી ફોજદારિ કોરટમાં જે ચોપડિઓ, નોંધો; તથા હિસાબો રાખવાના હોય તે સરવે ચોપડિઓ, નોંધ તથા હિસાબો રાખવા માટે તથા સદરહુ કોરટોએ જે રિટરનો અથવા વિગતો તઈયાર કરીને મોકલવાનો હોય તે રિટરનો અથવા વિગતો તઈયાર કરીને મોકલવા માટે, કાનુનો કરવાને મુખત્યાર છે; તથા

(બ) સદરહુ કોરટોમાં જે જે કામ ચલાવવા માટે કાંઈ નમુનો ઠરાવવો જોઇએએવું પોતે ધારે તેમાં દરેક કામ માટે નમુના તઈયાર કરવાને મુખત્યાર છે; તથા

(ક) પોતાનો વહિવટ તથા કામ ચલાવવા માટે તથા પોતાના તાબા માંહેની સઘળી ફોજદારી કોરટેનો વહિવટ તથા કામ ચલાવવા માટે કાનુનો કરવાને મુખત્યાર છે, અને

(ડ) દંડ વસુલ કરવા સારૂ આ કાયદા પ્રમાણે કાહાડેલાં વારંટો બજાવવા બાબત નિયમ કરવા સારૂ કાનુનો કરવાને મુખત્યાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે આ કલમ મુજબ કરેલી કાનુનો તથા નમુના આ કાયદાની અથવા બીજા કોઈપણ ચાલુ કાયદાથી વિરૂધ પડતા હોવા નહીં જોઇએ.

આ કલમ પ્રમાણે કરેલા સઘળી કાનુનો સ્થાનિક સરકારી ગ્યાઝેટમાં પ્રસિધ કરવી જોઇએ.

**નમુના.**

૫૫૪ ૫૫૩ મી કલમથી તથા વિકટોરીયાના કારકોદીના ચોવીસમા તથા પચીસમા વરસના સ્ટાટયુટના ૧૦૪ બાબતથિ ૧૫ મિ કલમથિ આપેલા અધિકારને અનુસરિને પાંચમાં પરીસીષ્ટમાં લખેલા નમુના તેમાં કહેલાં કારણો સારૂ દરેક હકીકત પ્રમાણે જોઈના ફેરફાર કરીને વાપરવા.

*જે મુકદમામાં જડજનો અથવા માજીસ્તરેટનો હિતસં*

૫૫૫ કોઈપણ જડજે અથવા માજીસ્તરેટે પોતાની કોરટ ઉપર જે કોરટમાં અપીલ ચાલતિ હશે તે કોરટનિ રજા લીધા વગર જે મુકદમાનો પોતે પક્ષકાર હોય અથવા જે મુકદમામાંપો

બંધ હોયતેમુકદમા બાબત,

તાનો હિત સબંધ હોય તે મુકદમાનો ઇનસાફ કરવો નહિ અથવા ઈનસાફ થવા સારૂ તે મુકદમો કમીટ કરવો નહિં. અને કોઈ પણ જડજે અથવા માજીસ્તરેટે પોતે જાતે કરેલા કોઈ પણ ફેંસલા ઉપર અથવા હુકમ ઉપર અપિલ સાંભળવી નહિં.

ખુલાસો—કોઈ જડજ અથવા માજીસ્તરેટ મ્યુનિશિપાલ કમિશનર છે એટલાજ સબબથી તે આ કલમના અરથ પ્રમાણે કોઈ મુકદમાનો પક્ષકાર છે અથવા કોઇ મુકદમામાં તેનો પોતાનો હિત સબંધ છે એવું સમજવું નહિં,

ટીકા—તોહોમતવાળાઓના ઉપર ફરિયાદ ચલાવવા જે જે માજીસ્તરેટે ભાગ લીધો હોય અને તોહોમતવાળાઓનો ઇનસાફ થવો જોઇએ કે નહીં એ બાબતનો નિકાલ કરવાને માટે મુદા સાહેદીઓની સાહેદી લીધી હોય તો તે કામમાં જે શિક્ષા કરવામાં આવી હોય તે ઉપર અપીલ સાંભળવાને તે માજીસ્તરેટને અધિકાર નથી. વી. રી. ૨૨ પ્ર. ૭૫

'અ' નામનો સખસ કલકત્તામાં બંગાળાના સને ૧૮૭૬ ના ૪ આકટ મુજબ પરવાનો લીધા વગર પોતાનો ધંધો કરતો હતો કારપોરેશનના નોકર અને જસટીસ ઓફ ધી પીશ 'બ' નામના સખસે કારપોરેશનના માટે સમન કહાડી એ 'અ' ને બોલાવ્યો 'અ' એ જવાબદારી કબુલ કરી અને પોતાના બચાવના સાહેદ આપ્યાં છતાં પણ તેને દંડની શિક્ષા કરી. આ શિક્ષા ગેરકાયદેસર ઠરી કેમકે ફરિયાદી કારપોરેશનજ હતી અને ન્યાય કરનાર જસટીસ ઓફ ધી પીશ કારપોરેશનનો નોકર હતો તેથી તેનું હિત ફરિયાદના લાભમાં હોવું જોઇએ—હુડ વિ કલકત્તા મ્યુનિશિપાલ કારપોરેશન ઇં લા રી વા ૭ ક પ્ર ૩૨૨

સ્ટાંપના કાયદા વિરૂધ અપરાધ કરનારા લોકોને ફોજદારીમાં મોકલવાનો કલેકટરે સદરહુ આકટ ઉપરથી જે માજીસ્તરેટને અધિકાર આપ્યો હોય તેનોજ તેને ઇનસાફ કરવાને કલેકટરે નિમવો નહીં તેનો ઇનસાફ કરવા માટે બીજા માજીસ્તરેટની નિમણુક કરવી જોઇએ. સરકાર વિ ગંગાધર બુંબે અને બિજા ઇં લા રી વા ૩ ક પ્ર ૬૨૩

---

કોરટોનીભાશાનકીકરવાનોઅધિકાર.

૫૫૬. જે મુલકોનો રાજ્ય સરભાર સ્થાનીક સરકાર ચલાવતો હોય તે મુલકોમાંનો રાયલ ચાટરથી સ્થાપેલી હાઇકોરટો શિવાય દરેક કોરટની ભાશા, આ કાયદાના કારણ સારૂ, ફલાણી સમજવી તે નકી કરવાને સદરહુ સરકાર મુખત્યાર છે.

ગવરનરજનરલઇનકાંઉન્સલનાતથા સ્થાનિકસરકારના અધિકાર વખતેવખતેચલાવીશકાય.

૫૫૭. આ કાયદાથી ગવરનર જનરલ ઈન કાંઉન્સિલને અથવા સ્થાનિક સરકારને આપેલા સઘળા અધિકારો જેમ પ્રસંગ પડે તેમ વખતે વખતે ચલાવવાનો અખત્યાર છે.

ચાલુ મુકદમા.

૫૫૮. આ કાયદો અમલમાં આવે ત્યારે કોઇપણ ફોજદારી કોરટમાં જે મુકદમા ચાલુ હોય તે સઘળા મુકદમાને આ કાયદાના ઠરાવો, બની શકે તેટલે સુધી લાગુ પડશે.

# પરિશિસ્ટ ૧ લુ

## આકટો રદ કરયા તે.

### (અ)—સ્ટાટયુટ.

| વરષ કારકીદી તથા બાબ | મથાળુ | કેટલા રદ કીધો |
|---|---|---|
| ૩ જારજબાદશાહની કારકીદીના ૧૩ માવરસના સ્ટાટયુટનો ૩૬ મા બાબ. | હિંદુસ્તાનમાં તેમજ યુરોપમાં ઇસ્ટઇંડીઆ કંપનીના મામલા સબંધી વહીહટ વધારે સારી રીતે ચલાવવા માટે કેટલાએક ધારા બાંધવા બાબતનો આકટ | ૩૮ મી કલમ |

### (બ)—ગવરનર જનરલ ઇન કાઉન્સીલના આકટો.

| નંબર તથા વરષ | મથાળુ | કેટલા રદ કીધો |
|---|---|---|
| ૧૮૪૦ નો ૨૩ મો | પ્રોસેસની બજવણી... ... ... | જેટલા રદથયા નથી તેટલા |
| ૧૮૬૦ નો૪૫ મો | ફોજદારી કાયદો... ... ......... | ૨૧૪મી કલમનાંદ્રસ્ટાંત |
| ૧૮૬૧ નોઆકટ૫ મો | પોલીસનો આકટ... ... ... ... | ૬ ઠી કલમ તથા૨૪ મી કલમમાંના 'અને આખર નો ફેસલો થાય ત્યાંસુધી ગુન્હેગાર ઉપર ફરિયાદનું કામ ચલાવવાને' આ શબ્દો ૩૫ મી કલમના આરંભથી 'તે પણ એવું ઠરાવ્યું છે કે' એ શબ્દો સુધી અને એ શબ્દો સુધા |
| ૧૮૬૨ નો ૧૮ મો | સુપ્રીમ કોરટોમાં ફોજદારી કામ ચલાવવાની રીત... ...... ... ... | જેટલા રદથયા નથી તેટલા |
| ૧૮૬૪ નો ૬ ઠો | ફટકા મારવાનો... ... ... ......... | ૭ મી કલમ |
| ૧૮૬૯ નો૨ જો | જસ્ટીસ આફ ધી પીસ ... ... .. | જેટલા રદથયા નથી તેટલા |
| ૧૮૭૦ નો. ૨૨મો, | સંક્ષેપ રીતે ઇનસાફ કરવાની હકુમત આપવા બાબતના આકટો રાણી સાહેબની વિલાયતી રઇયતોને લાગુ પાડવા બાબત | જેટલા રદથયા નથી તેટલા બંગાળાના ૧૮૨૫ના ૨ જા રેગ્યુલેશન સબંધી |
| ૧૮૭૨ નો૪ થો | પંજાબના કાયદા... ... ......... ...... | જેટલા છે તેટલા |
| ૧૮૭૨ નો ૧૦ મો | ફોજદારી કામ ચલાવવાની રીતનો કાયદો... | જેટલા રદથયા નથી તેટલા |

## (બ)—ગવરનર જનરલ ઇન કાંઊસીલના આક્ટો.--ચાલુ.

| નંબર તથા વર્ષ | મથાળું | કેટલા રદ કીધા. |
|---|---|---|
| ૧૮૭૪ નો ૧૧ મો | ફોજદારી કામ ચલાવવાની રીતનોકાયદો સુધારવા બાબત... ... ... | સઘળો |
| ૧૮૭૪ નો ૧૫ મો | કાયદાઓની સ્થાનીક વ્યાપ્તિ... ... | બંગાળાના૧૮૨૫ના૨૦ મા રેગ્યુલેશન સબંધી જેટલો છે તેટલો. |
| ૧૮૭૫ નો ૧૦ મો | હાઇ કોરટોમાં ફોજદારી કામ ચલાવવાની રીત, | ૧૪૪મી કલમ સિવાયન થા ૧૪૫મીકલમનો જેટ લો ભાગબબરે/સબંધી છેતેટલાભાગસિવાય,સ ઘળો આક્ટ |
| ૧૮૭૫ નો ૨૦ મો | સેંટ્રલ પ્રાવિન્સીસલાઝ(મધ્ય પ્રાંતો ના કાયદા) | બંગાળાના૧૮૨૫ના ૨૦ મા રેગ્યુલેશનસબંધી જેટલો છે તેટલો |
| ૧૮૭૬ નો ૧૮ મો | અયોધ્યાના કાયદા... ... ... | અેજન |
| ૧૮૭૭ નો ૪ થો | પ્રેસીડેન્શી માજીસ્તરેટો .. ... ... | ૫૭ મી કલમ સિવાય, સઘળો આક્ટ |
| ૧૮૭૯ નો ૨૧ મો | અપરાધીઓને સ્વાધીન કરવા બાબત ... | ૩ જો બાબ |
| ૧૮૮૧ નો ૧૦ મો | કારો નર... ... ... ... | ૮મી તથા ૯મી કલમો |

## (ક)—રેગ્યુલેશન,

| નંબર તથા વર્ષ | મથાળુ | કેટલો રદ કીધો. |
|---|---|---|
| બંગાળાનો૧૮૨૫નો ૨૦ મો રેગ્યુલેશન. | કોરટ માર્શીયલની હકુમત,... .. | જેટલોરદથયોનથી તેટલો |
| ૧૮૭૨ નો ૩ જો | સોતલ પરગણા સેટલમેન્ટ .. .. | ૧૮૭૨ના ૧૦મા આક્ટ સબંધી જેટલોછેતેટલો |
| ૧૮૭૪ નો ૯ મો | આરાકાન ટેકરીઓની ડિસ્તરીક્ટના કાયદા | ૧૮૬૯નાર૨જાતથા૧૮૭૨ ના૧૦માતથા ૧૮૭૪ના ૧૧માઆક્ટસબંધી,જે ટલો છેતેટલો. |
| ૧૮૭૭ નો ૨ જો | અજમેરના કાયદા... ... ... | બંગાળાના૧૮૨૫ના૨૦ મા રેગ્યુલેશનસબંધી જેટલો છે તેટલો |

## (ડ)--મદ્રાસના ગવરનર ઇન કાંઊસલનો આક્ટ.

| નંબર તથા વર્ષ | મથાળુ | કેટલો રદ કીધો. |
|---|---|---|
| ૧૮૬૭ નો ૮ મો | પોલીસ... ... ... ...... | ૯ મી કલમ; |

# પરિશિસ્ટ ૨ જું.

ગુન્હાઓની વીગતનું કોસ્ટક.

**ખુલાસો**—'ગુન્હો' તથા હિંદુસ્થાનના ફોજદારી કાયદા મુજબ શિક્ષા' એહવાં મથાળાંનાં આ પરિશિષ્ટનાં બીજા તથા સાતમા આસન મધે જે મજકુર લખ્યો છે તે તેમના સબંધની હિંદુસ્તાનના ફોજદારી કાયદાની જુદી જુદી કલમોમાં બ્યાન કરેલા ગુન્હાઓ તથા શિક્ષાની વાખ્યા દાખલ લખ્યો છે એમ, અથવા તે કલમોના સાર દાખલ લખ્યો છે એમ પણ; સમજવું નહી; તે તો પહેલાં આસન મધે જે કલમની સંખ્યા લખી છે તે કલમમાં સો વિશય છે તેહની માત્ર સુચનારથ લખ્યો છે.

આ પરિશિષ્ટનું ત્રીજુ આસન કલકત્તા તથા મુંબાઈ શેહેરની પોલીસને લાગુ છે.

## બાબ ૫ મો—મદદગારી બાબત.

| કલમ | ગુન્હો | વગર વારંટે પોલીસ પકડી શકે કે નહી | ઘણું કરીને પ્રથમ જ સમન નિકળે કે વારંટ | જામીન લઈ શકાય કે નહી. | માંડીવાળી શકાય કે નહી | હિંદુસ્થાનના ફોજદારી કાયદા મુજબ શિક્ષા | કીઈ કોરટથી ઈનસાફ થઈ શકે |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ૧૦૯ | કોઈ ગુનાની મદદગારી જો તે મદદગારી પરથી મદદગારી કરેલું કામ કરવામાં આવે, અને તેવા મદદગારીને માટે બીજે કેથાં સાફ શિક્ષા નહી ઠરાવી હોય તો. | જે ગુનાની મદદગારી કરી હોય તે ગુનાને માટે અગર વગર વારંટે પકડી શકતા હોય તો વગર વારંટે પકડી શકે; નહી તો નહી. | જે ગુનાની મદદગારી કરી હોય તે ગુનાને માટે વારંટ નિકળી શકતું હોય તો વારંટ અને સમન નિકળી શકતા હોય તો સમન | જે ગુનાની મદદગારી કરી હોય તે ગુનાને માટે જામીન લઈ શકાતા હોય તો લઈ શકાય નહી તો નહી | જે ગુનાની મદદગારી કરી હોય તે ગુનાને માટે માંડી વાળી શકાતા હોય તો માંડીવાળી શકાય; નહીતો નહી | જે ગુનાની મદદગારી કરી હોય તે ગુનાને માટે જે શિક્ષા હોય તેજ શિક્ષા | જે ગુનાની મદદગારી કરી હોય તે ગુનાનો ઈનસાફ જે કોરટથી થઈ શકતે કોરટ |
| ૧૧૦ | કોઈ ગુન્હાની મદદગારી અગર મદદગારી કરેલા સખસ તે કામ મદદગારના ઈરાદા કરતાં જુદા ઈરા | એજ | એજ | એજ | એજ | એજ | એજ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | હાથી કરે તો | | | | | | |
| ૧૧૧ | એક કામમાં મદદગારી કરી હોયઅને જુદુજ કામ બને, તો તેહની શરત | એજ | એજ | એજ | એજ | જે ગુનાની મદદગારી કરવાનો ઇરાદો થયો હોય તે ગુનાને માટે જે શિક્ષા હોય તેજ શિક્ષા | એજ |
| ૧૧૨ | મદદગારી કરેલાં કામથી મદદગારના ધારયા કરતાં જુદી અસર પેદા થાય, તો | એજ | એજ | એજ | એજ | થએલા ગુન્હાને માટે જે શિક્ષા હોય તેજશિક્ષા | એજ |
| ૧૧૩ | ગુન્હો થતી વખતે મદદગાર હાજર હોય તો. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| ૧૧૪ | મોતની અથવા જીવતાં સુધી સમુદ્ર પારની શિક્ષા થઇ શકે એહેવા ગુન્હામાં મદદગારી કરવામાં આવે અને તે ગુન્હો તે મદદગારી ઉપરથી નહી થાય તો | એજ | એજ | જામીન નહી લઇ શકાય | એજ | ૭ વરસસુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ | એજ |
| | અગર જેથી વ્યથા થાય એહેવું કાંઇ કામ તે મદદગારી ઉપરથી કરવામાં આવે તો | એજ | એજ | એજ | એજ | ૧૪ વરસસુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ | એજ |
| ૧૧૫ | કેદની શિક્ષા થઇ શકે એહેવા ગુન્હામાં મદદગારી કરવામાં આવે અને તે ગુન્હો મદદગારી ઉપરથી નહી થાય તો | એજ | એજ | જે ગુનાની મદદગારીકરીહોય તે ગુનાને માટે જામીન લેઇશકાતે હોય તો લઇ શકાય; નહી તો નહી | એજ | તે ગુનાને માટે ઠરાવેલા પ્રકારની તથા ઘણામાં ઘણી મુદત ઠરાવી હોય તેહની ૧/૪ મુદતસુધી કેદ, અથવા દંડ, અથવા બંને. | એજ |
| | અગર તે મદદગાર અથવા મદદગારી કરેલો સખ્સ સરકારી નોકર હોય, અને તેહની ફરજ તે ગુન્હો અટકાવવાની હોય તો | એજ | એજ | એજ | એજ | તે ગુનાને માટેઠરાવેલા પ્રકારની તથા ઘણામાં ઘણી મુદત જે ઠરાવી હોય તેહની ½ મ- | એજ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | | | | | | દત સુધી કેદ, અથવા દંડ, અથવા બંને | |
| ૧૧૭ | લોક પાસે અથવા દશથી વધારે માણસો પાસે કાંઈ ગુનો કરાવવામાં મદદગારી કરવી | એજ | એજ | એજ | એજ | ૩ વરસસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ, અથવા બંને | એજ |
| ૧૧૮ | મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થઈ શકે એવો કોઈ ગુન્હો કરવાની ધારણા છુપાવવી, અગર તે ગુનો થાય તો. | એજ | એજ | જામીન નહીં લઈ શકાય | એજ | ૭ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | એજ |
| | અગર તે ગુનો નહી થાય તો | એજ | એજ | એજ | એજ | ૩ વરસસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ | એજ |
| ૧૧૯ | જે ગુનો અટકાવવાની પોતાની ફરજ હોય એવો કોઈ ગુનો કરવાની ધારણા કોઈ સરકારી નોકરે છુપાવવી; અગર તે ગુન્હો થાય તો | અજ | એજ | જે ગુનાની મદદગારી કરી હોય તે ગુનાને માટે જામીન લઈ શકાતો હોય તો લઈ શકાય નહી તો નહી. | એજ | તે ગુનાને માટે ઠરાવેલા પ્રકારની તથા ઘણામાં ઘણી મુદત જે ઠરાવી હોય તેહની ૦।। મુદત સુધી કેદ, અથવા દંડ, અથવા બંને | એજ |
| | અગર તે ગુનો મોત અથવા સમુદ્રપારની શિક્ષા જોગ હોય, તો | એજ | એજ | જામીન નહી લઈ શકાય | એજ | ૧૦ વરસસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ | એજ |
| | અગર ગુનો નહી થાય તો | એજ | એજ | જે ગુનાની મદદગારી કરી હોય તે ગુનાને માટે જામીન લઈ શકાતો હોય તો લઈ શકાય ન | એજ | તે ગુનાને માટે ઠરાવેલા પ્રકારની તથા ઘણામાં ઘણી મુદત જે ઠરાવી હોય તેની ૦। મુદતસુધી કેદ, અથવા દંડ અથવા બંને | એજ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | | | | હી તો નહી | | | |
| ૧૨૦ | કેદની શિક્ષા થઇ શકે એહેવો કોઇ ગુન્હો કરવાની ધારણા છુપાવવી, અગર તે ગુન્હો થાય તો. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| | અગર નહી થાય તો. | એજ | એજ | એજ | એજ | તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા ઘણામાં ઘણી મુદત જે ઠરાવી હોય તેહના ૮મા ભાગ સુધી કેદ, અથવા દંડ, અથવા બંને. | એજ |

## બાબ ૬ ઠો--રાજ્ય વિરૂદ્ધ ગુન્હા.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૨૧ | રાણીની સામા લઢાઇ કરવી; અથવા લઢાઇ કરવાની કોશિશ કરવી, અથવા લઢાઇ કરવામાં મદદગારી કરવી. | વગર વારંટ પકડાય નહી | વારંટ. | જામીન નહીં લઇ શકાય. | માંડીવાળી નહી શકાય. | મોત અથવા જીવતાંસુધી સમુદ્રપાર તથા મિલકતસરકારજપ્તથવી. | સેશન કોરટ. |
| ૧૨૧ અ. | રાજ વિરૂધ્ધ કેટલાએક ગુન્હા કરવા સારૂં સંપ કરવો. | એજ | એજ | એજ. | એજ | જીવતા સુધી અથવા હરકોઇ થોડી મુદત સુધી સમુદ્રપારની શિક્ષા અથવા ૧૦ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ | એજ |
| ૧૨૨ | રાણીની સામા લઢાઇ કરવાના ઇરાદાથી હથિયારો વગેરે એકઠાં કરવાં | એજ | એજ | એજ | એજ | જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૧૦ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની તથાં મિલકત સરકાર જપ્ત થવી. | એજ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૨૩ | લઢાઇનું કામ સેહેલ કરવાના ઇરાદાથી લઢાઇની ધારણા છુપાવવી | એજ | એજ | એજ | એજ | ૧૦ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | એજ |
| ૧૨૪ | કાંઇ કાયદેસર અખત્યાર, અમલમાં આણાવવાના અથવા નહી આણાવવાના ઇરાદાથી ગવરનર જનરલ, ગવરનર વિગરે પર હુમલો કરવો. | એજ | એજ | એજ | એજ | ૭ વરસ સુધી એમાંના ગમેતે પ્રકારની કેદ તથા દંડ. | એજ |
| ૧૨૪ અ | બેદિલી ઉતપન કરવી, અથવા ઉતપન કરવાની કોશીશ કરવી. | એજ | એજ | એજ | એજ | જીવતાં સુધી અથવા હકકાંઇ થોડી મુદત સુધી સમુદ્રપારની શિક્ષા તથા દંડ અથવા ૩ વરસ સુધી એમાંની ગમે તે પ્રકારની કેદ તથા, દંડ, અથવા દંડ | એજ |
| ૧૨૫ | રાણીની સાથે મઇત્રી અથવા સલાહ રાખનારા એશિયાના કોઇ રાજાની ઉપર લઢાઇ કરવી અથવા તેહવી લઢાઇ કરવામાં મદદગારી કરવી. | એજ | એજ | એજ | એજ | જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૧૦ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ અથવા દંડ | એજ |
| ૧૨૬ | રાણીની સાથે મઇત્રી અથવા સલાહ રાખનાર કોઇ રાજાના મુલુકપર લુંટ કરવી | એજ | એજ | એજ | એજ | ૭ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા કાંઇ મુકરેર મિલકત સરકાર જપ્તથવી | એજ |
| ૧૨૭ | ૧૨૫ મી તથા ૧૨૬ મી કલમોમાં લખ્યા પ્રમાણે લડાંઇ અથવા લુંટથી મળેલી મીલકત લેવી. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૨૮ | સરકારી નોકર બુદ્ધિપુરવક પોતાના હવાલામાંના કોઈ રાજકીય અથવા લડાઈના કેદીને નાહાસી જવા દે તો | એજ | એજ | એજ | એજ | જીવતા સુધી સમુદ્રપાર અથવા દસ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ | |
| ૧૨૯ | સરકારી નોકર ગફલતથી પોતાના હવાલામાંના કોઈ રાજકીય અથવા લઢાઈના કેદીને નાહાસી જવા દે તો | એજ | એજ | જામીન લઈ શકાય | એજ | ૩ વરસ સુધી આસન કેદ તથા દંડ | સેસન કોરટ અથવા પરેસીડેન્સી માજીસ્તરેટ અથવા ૧ લા વરગનો માજીસ્તરેટ |
| ૧૩૦ | તેહેવા કેદીને નાશી જવામાં સાહય કરવું છોડાવવો, અથવા ઘરમાં રાખવો, અથવા તેહેને પાછો પકડે તેહેમાં સામા થવું | એજ | એજ | જામીન નહી લઈ શકાય | એજ | જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૧૦ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ | સેસનકોરટ |

## બાબ ૭ મો—જમીન પરની તથા દરીયાઈ ફોજ સબંધી ગુન્હા.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૩૧ | બંડમાં મદદગારી કરવી, અથવા કોઈ આફીસરને અથવા સોલજરને કે ખલાશીને પોતાની નોકરીથી અથવા પ્રજા ધરમથી ભરસ્ટ કરવાની કોશિશ કરવી | વગર વારંટે પકડી શકાય | વારંટ | જામીન નહી લઈ શકાય | માંડીવાળી નહી શકાય | જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૧૦ વરસ સુધી એમાંના ગમે પ્રકારની કેદ, તથા દંડ | સેસન કોરટ |
| ૧૩૨ | બંડ કરવામાં મદદગારી કરવાથી જો બંડ થાય, તો | એજ | એજ | એજ | એજ | મોત, અથવા જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૧૦ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ | એજ |
| ૧૩૩ | કોઈ ઉપરી અમલદાર પોતાનો હુદ્દો ચલાવતો હોય તે દરમિયાનમાં તેહેની ઉપર કોઈ આફીસરે, સોલજરે, અથવા ખલાસીએ હુમલો કરે | એજ | એજ | એજ | એજ | ૩ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ | સેસનકોરટ અથવા પરેસીડેન્સી માજીસ્તરેટ અથવા ૧ લા વરગનો |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | વામાં મદદગારી કરવી | | | | | | માજીસ્તરેટ |
| ૧૩૪ | અગર તે મદદગારી કરેથી હુમલો થાય તો | એજ | એજ | એજ | એજ | ૭ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ | સેશન કોરટ. |
| ૧૩૫ | કોઈ ઓફીસર, સોલજર અથવા ખલાસીને નાશી જવામાં મદદગારી કરવી | એજ | એજ | જામીન લઈ શકાય | એજ | ૨ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ અથવા બને | પરેસીડેન્સી માજીસ્તરેટ અથવા ૧લા અથવા ૨જા વર્ગના માજીસ્તરેટ. |
| ૧૩૬ | નાશી આવેલા સદરહુ પ્રકારના કોઈ ઓફીસર, સોલજર, અથવા ખલાસીને ઘરમાં રાખવો | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| ૧૩૭ | કોઈ વેપારીના વાહાણમાં આસ્તરની અથવા જેના હવાલામાં તે વાહાણ હોય તેની ગફલતથી કોઈ નાશી જનારો સંતાયો હોય તો | વગર વારંટે પકડાય નહી | સમન્સ | એજ | એજ | ૫૦૦ રૂપીઆ દંડ | એજ |
| ૧૩૮ | કોઈ ઓફીસર, સોલજર અથવા ખલાસીને ના ફરમાનીનું કાંઈ કામ કરવામાં મદદગારી કરવી તેથી ગુનો થાય તો | વગર વારંટે પકડી શકે | વારંટ | એજ | એજ | ૬ મહીના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બને | એજ |
| ૧૪૦ | સોલજરમાં ખપવાના ઇરાદાથી સોલજરનો પોશાક પેહેરવો, અથવા સોલજરનું કાંઈ ચિન્હ ધારણ કરવું. | એજ | સમન્સ | એજ | એજ | ૩ મહિના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા ૫૦૦ રૂપીઆ દંડ અથવા બંને | કોઈ પણ માજીસ્તરેટ. |

## બાબ ૮ મો--લોકની સમાધાનીની વિરૂદ્ધ ગુન્હા બાબત.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૪૩ | કાયદાવિરૂદ્ધ મંડળીના અંજમુત હોવું | વગર વારંટે પકડી શકે | સમન્સ | જામીન લઈ શકાય | માંડીવાળી નહી શકાય | ૬ મહીના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બને | કોઈપણ માજીસ્તરેટ. |
| ૧૪૪ | જીવલેણ એવું કાંઈ હથીઆર પાસે છતાં કોઈ કાયદા વિરૂદ્ધ મંડળીમાં સામીલ થવું | એજ | વારંટ | એજ | એજ | ૨ વર્શ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બને | એજ |
| ૧૪૫ | કોઈ કાયદા વિરૂદ્ધ મંડળીને વિખરાઈ | એજ | એજ | એજ | એજ | એજ | એજ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | જવાવાનો હુકમ થયો છે એમ જાણ્યા છતાં તેમાં સામિલ થવું અથવા જારી રહેવું | | | | | | |
| ૧૪૭ | હંગામા કરવો. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| ૧૪૮ | જીવ લે એવું હથિયાર પાસે રાખીને હંગામા કરવો | એજ | એજ | એજ | એજ | ૩ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને | સેશનકોર્ટ અથવા પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા વર્ગનો માજીસ્ટ્રેટ |
| ૧૪૯ | કોઈ કાયદા વિરુદ્ધ મંડળીનો અંગભૂત કોઈ ગુનો કરે; તો તે મંડળીના બીજા પ્રત્યેક અંગભૂતને તે ગુન્હાનો તકસીરવાર સમજવો. | તે ગુનાને માટે વગર વારંટે પકડી શકાતા હોય તો પકડી શકાય. નહી તો નહીં | તે ગુનાને માટે સમન નીકળતા હોય તો સમન, અને વારંટ નીકળીશકતું હોય તો વારંટ. | તે ગુનાને માટે જામીન લઈ શકાતો હોય તો લઈ શકાય નહી તો નહી | એજ | તે ગુનાને માટે જે હોય તે જ | તે ગુનાનો જે કોર્ટથી ઇનસાફ થઈ શકતો હોય તે કોર્ટ |
| ૧૫૦ | કોઈ કાયદા વિરુદ્ધ મંડળીમાં સામિલ થવાને પૈસા આપવા કરીને અથવા બીજીરીતે કોઈ શખસોને રાખવા | વગરવારંટે પકડી શકે | તે પઈશા આપવા કરીને અથવા બીજીરીતે રાખેલા સખશો જે ગુનો કરશે હોય તે મુજબ | એજ | એજ | તે મંડળીના અંગભૂત જે શિક્ષા, તથા તે મંડળીનો કોઈપણ અંગભૂત જે ગુનો કરે તે ગુનાની જે શિક્ષા હોય તે જ | એજ |
| ૧૫૧ | પાંચ અથવા વધારે સખસોની મંડળીને વિખરાઈ જવાનો હુકમ થયા પછી જાણીબુજીને તે મંડળીમાં સામિલ થવું અથવા જારી રહેવું | એજ | સમન | જામીન લઈ શકાય | એજ | ૩ મહીના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ, અથવા બંને | કોઈપણ માજીસ્ટ્રેટ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૫૨ | હંગામો બંધ પાડવાવગેરેનું કામ કરતો હોય તેવામાં કોઇસરકારી નોકરની ઉપર હુમલો કરવો અથવા તેને હરકત કરવી | એજ | એજ | એજ | એજ | ૩ વરસસુધી એમાંનાગમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવાબંને | સેશન કોર્ટઅથવા પરેસીડેન્સી. માજીસ્તરેટઅથવા પેહેલાવરગનો માજીસ્તરેટ |
| ૧૫૩ | હંગામો કરવાના ઇરાદાથી દુસ્ટતાથી કોઇના મનમાં કરોધ ઉત્પન કરવો, અથવા હંગામો થાય તો | એજ | એજ | એજ | એજ | ૧ વરસસુધી એમાંનાગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવાબંને | કોઇપણ માજીસ્તરેટ |
| | અગર નહી થાય તો | એજ | એજ | એજ | એજ | ૬ મહિનાસુધી એમાંનાગમે તે પ્રકારની કેદ અથવાદંડઅથવાબંને | એજ |
| ૧૫૪ | જમીનનો માલેક અથવા કબજેદાર હંગામા વિગેરેની ખબર નહી આપે તો. | વગર વારંટેપકડા નહી | એજ | એજ | એજ | ૧,૦૦૦ રૂપીઆનો દંડ | પરેસીડેન્સી માજીસ્તરેટઅથવા૧લા વર્ગનાઅથ ૨જા વર્ગનામાજીસ્તરેટ |
| ૧૫૫ | જે સખસના ફાયદાને સારૂ અથવા જેનીવતી કાંઇહંગામો કરવામાંઆવે, તેસખશ અગર તે અટકાવવાને સઘળાકાયદેસરઇલાજો નહી કરેતો | એજ | એજ | એજ | એજ | દંડ | એજ |
| ૧૫૬ | જેમાલિકઅથવાકબજેદારનાફાયદાને સારૂકાંઇહંગામોકરવામાં આવેતેસખસોનોમુખત્યારઅગર તેઅટકાવાનેસઘળાકાયદેશરઇલાજોનહીકરેતો | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| ૧૫૭ | કોઇ કાયદા વિરૂધ મંડળીમાંસારૂપઇશા આપવા કરીને રાખેલા શખસોને ઘરમાં રાખવા | વગર વારંટેપકડી શકે | એજ | એજ | એજ | ૬ મહીનાસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવાદંડઅથવાબંને | એજ |
| ૧૫૮ | કોઇ કાયદા વિરૂધ મંડળીમાં અથવા હંગામામાં શામિલ થવા સારૂ પઇશા લેવા કરીને રેહેવું | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| | અથવા હથિયાર બંધ થઇને ફરવું | એજ | એજ | એજ | એજ | બેવરસસુધી એમાંનાગમે | એજ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૬૦ | બખેડો કરવો | વગર વારંટે પકડાય નહીં | સમન | એજ | એજ | તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બંને<br>૧ મહીના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા ૧૦૦ રૂપીઆનો દંડ અથવા બંને | કોઈપણ માજીસ્તરેટ |

## ભાગ ૯ મો સરકારી નોકરોના અથવા તેઓ સબંધી ગુન્હા

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૬૧ | સરકારી નોકર છતાં અથવા થવાની ઉમેદ છતાં કાંઈ સરકારી નોકરીના કામ સબંધી કાયદેસર મેહેનતાણા શિવાય કાંઈ બીજો અવેજ લેવો. | વગર વારંટે પકડાય નહીં. | સમન | જામીન લઈ શકાય | માંડી વાળી નહી શકાય | ૩ વરસસુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બંને | સેશનકોરટ અથવા પરેસીડેન્સી માજીસ્તરેટ અથવા ૧ લા વર્ગનો માજીસ્તરેટ |
| ૧૬૨ | કોઈ સરકારી નોકરની સાથે લાંચના અથવા કાયદા વીરૂધ ઉપાયથી વગ ચલાવવા કાંઈ અવેજ લેવો | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| ૧૬૩ | કોઈ સરકારી નોકરની સાથે પોતાનો વગ ચલાવવા સારૂ કાંઈ કાંઈ અવેજ લેવો | એજ | એજ | એજ | એજ | ૧ વરસસુધીની આસાન કેદ અથવા દંડ અથવા બંને | પરેશીડેન્સી માજીસ્તરેટ અથવા ૧ લા વર્ગનો માજીસ્તરેટ |
| ૧૬૪ | સરકારી નોકર પોતાની મારફતે પછી છેલી બે કલમોમાં બ્યાન કરેલા ગુન્હામાં મદદગારી કરે તો. | એજ | એજ | એજ | એજ | ૩ વરસસુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બંને | સેશનકોરટ અથવા પરેશીડેન્સી માજીસ્તરેટ અથવા ૧ લા વરગના માજીસ્તરેટ |
| ૧૬૫ | કોઈ સરકારી નોકર કાંઈ મુકદમો અથવા મામલો ચલાવતો હોય તે મધે નીસબત રાખનારા કોઈ સખસપાસેથી તે સરકારી નોકરે કીમત આપ્યા વગર કાંઈ કીમતદાર વસ્તુ લેવી | એજ | એજ | એજ | એજ | બે વરસસુધીની આસાન કેદ અથવા દંડ અથવા બંને | પરેશીડેન્સી માજીસ્તરેટ અથવા ૧ લા વરગના માજીસ્તરેટ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૬૬ | કોઈ સખ્સને નુકશાન કરવાના ઇરાદાથી કોઈ સરકારી નોકરે કાંઈ કાયદાનો હુકમ નહી માનવો | એજ | એજ | એજ | એજ | ૧ વરસસુધીની આસાન કેદ, અથવા દંડ અથવા બંને | એજ |
| ૧૬૭ | નુકશાન કરવાના ઇરાદાથી કોઈ સરકારી નોકરે કાંઈ ખોટો લિખ્ખ બનાવવો | એજ | એજ | એજ | એજ | ૩ વરસસુધીની બેમાંના ગમેતે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને | સેસન કોરટ અથવા પરેસીડેન્સી માજીસ્તરેટ અથવા ૧લા વરગનો માજીસ્તરેટ |
| ૧૬૮ | સરકારી નોકરે કાયદા વિરૂધ વેપાર કરવો. | એજ | એજ | એજ | એજ | ૧ વરસસુધીની આસાન કેદ, અથવા દંડ, અથવા બંને | પરેસીડેન્સી માજીસ્તરેટ અથવા ૧ લા વર્ગનો માજી |
| ૧૬૯ | સરકારી નોકરે કાયદા વિરૂધ કાંઈ મીલકતની ખરીદી અથવા માગણી કરવી | એજ | એજ | એજ | એજ | ૨ વરસસુધીની આસાન કેદ અથવા દંડ અથવા બંને તથા મિલકત ખરીદ કરી હોય તો તે મિલકત સરકાર જપ્ત થવી | એજ |
| ૧૭૦ | કોઈ સરકારી નોકરનો વેશ લેવો | વગર વારંટે પકડી શકે | વારંટ | એજ | એજ | ૨ વરસસુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને | કોઈ પણ માજીસ્તરેટ |
| ૧૭૧ | કોઈ સરકારી નોકર જેવો પોશાક પેહેરતો હોય અથવા જેવી નિશાની સાથે રાખતો હોય તેવો પોશાક અથવા તેવી નીશાની દગલબાજીના ઇરાદાથી પેહેરવો અથવા સાથે રાખવી | એજ | સમન | એજ | એજ | ૩ મહીનાસુધીની બેમાંના ગમેતે પ્રકારની કેદ અથવા ૨૦૦ રૂપીઆનો દંડ, અથવા બંને | એજ |

## બાબ ૧૦ મો--સરકારી નોકરોના કાયદેસર અખતિયારનો તિરસ્કાર.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૭૨ | કોઈ સરકારી નોકરની તરફથી થએલા સમન કે હુકમ નહી પોચે એટલા માટે નાસી જવું | વગર વારંટે પકડાય નહી | સમન | જામીન લઈ શકાય | માંડીવાળી લઈ શકાય. | ૧ મહીનાસુધીની આસાન કેદ, અથવા ૫૦૦ રૂપીઆનો દંડ અથવા બંને | હરકોઇ માજીસ્તરેટ |
| | અગરતે સમન અથવા નોટીસમાં કોઈ | એજ | એજ | એજ | એજ | ૬ મહીનાસુધીની આસાન | એજ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | શખ્સને કોઈ ઇનસાફની કોરટમાં હાજર થવા વગેરે ફરમાવવું હોયતો | | | | | કેદ, અથવા ૧૦૦૦ રૂપી આનો દંડ અથવા બંને. | |
| ૧૭૩ | સમન અથવા નોટીસ પહોચતી કે ચોડાતી અટકાવવી, અથવા ચોડયા પછી કાહાડી નાંખવી અથવા જાહેરનામું નહી થવા દેવું | એજ | એજ | એજ | એજ | ૧ મહિના સુધીની આશાન કેદ, અથવા ૫૦૦ રૂપિઆનો દંડ અથવા બંને | પ્રેસીડેન્સી માજીસ્તરેટ અથવા ૧ અથવા ૨ વરગનો માજીસ્તરેટ |
| | અગર તે શમન વગેરેમાં કોઈ શખ્સને કોઈ ઇનસાફની કોરટમાં જાતે હાજર થવા વગેરે ફરમાવવું હોયતો. | એજ | એજ | એજ | એજ | ૬ મહિના સુધીની આશાન કેદ, અથવા ૧૦૦૦ રૂપિઆનો દંડ; અથવા બંને | એજ |
| ૧૭૪ | કોઈ ઠેકાણે જાતે અથવા મુખ્તયારની મારફતે હાજર થવાનો કાયદેસર હુકમ થયો હોય તે નહીં માનવો, અથવા તે ઠેકાણેથી વગર રજાએ જવું. | એજ | એજ | એજ | એજ | ૧ મહિના સુધીની આશાન કેદ, અથવા ૫૦૦ રૂપિયાનો દંડ અથવા બંને | હરકોઈ માજીસ્તરેટ |
| | અગર તે હુકમમાં કોઈ સખ્સને કોઈ ઇનસાફની કોરટમાં જાતે હાજર થવા વગેરે ફરમાવ્યું હોય તો | એજ | એજ | એજ | એજ | ૬ મહિના સુધીની આશાન કેદ અથવા ૧૦૦૦ રૂપીઆનો દંડ, અથવા બંને | એજ |
| ૧૭૫ | કોઈ સરકારી નોકરની આગળ કાંઈ લેખ હાજર કરવાની અથવા સ્વાધીન કરવાની જે સખ્સને કાયદા મુજબ ફરજ હોય તે શખ્સે તે લેખ હાજર કરવામાં ઇરાદાથી કસુર કરવી. | એજ | એજ | એજ | એજ | ૧ મહિનાં સુધીની આશાન કેદ. અથવા ૫૦૦ રૂપીઆનો દંડ અથવા બંને, | જે કોરમાં ગુનો થયો હોયતે કોરટ આ કાયદાના ૩૫ મા બાબના ઠરાવોને અનુસરીને અથવા અગર તે ગુનો કાંઈ કોરટમાં નહી થયો હોય તો પ્રેસીડેન્સી માજીસ્તરેટ અથવા ૧ અથવા ૨ વરગનો માજીસ્તરેટ |
| | અગર તે લેખ કોઈ ઇનસાફની કોરટમાં | એજ | એજ | એજ | એજ | ૬ મહિના સુધીની આશાન | એજ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | ઈસરકારીનોકરનેમદદકરવામાંકસુર કરવી. | | | | | દેદ અથવા ૨૦૦ રૂપીયાનો દંડ અથવા બંને | |
| | કોઈહુકમબજાવવામાંગુનો અટકાવવામાં વગેરેકામમાંકોઈસરકારીનોકરેમદદ માગ્યાછતાંતેનેજાણીજોઈનેમદદ કરવામાં કસુર કરવી | એજ | એજ | એજ | એજ | ૧મહીનાસુધીની આશાન કેદ અથવા ૫૦૦ રૂપીયાનો દંડ, અથવા બંને | એજ |
| ૧૮૮ | કોઈસરકારીનોકરેકાયદામુજબજાહેર કરેલોહુકમનહીમાનવો અગરતેનહીમાનવાથીકાયદાસરરહેલાશખસોને અડચણ દુઃખકેનુકશાનથાય તો, | એજ | એજ | એજ | એજ | ૧મહીનાસુધી આશાનકેદ અથવા ૫૦૦ રૂપીયાનો દંડ; અથવા બંને | એજ |
| | અગર તેનહીમાનવાથીમાણસને જીંદગીનેતનદુરસ્તીને, અથવાસલામતી વગેરેનેજોખમ થાય તો | એજ | એજ | એજ | એજ | ૬ મહીનાસુધીએમાંના ગમેતેપ્રકારનીકેદ અથવા ૧૦૦રૂપીઆનોદંડ અથવા બંને | એજ |
| ૧૮૯ | કોઈસરકારીનોકરનેતેહનેખુદને નુકશાનકરવાનોડરદેખાડવો, અથવા જેની સાથેતેનોસંબંધહોયતેનેનુકશાનકરવાનોડરદેખાડવો, એટલાસારૂકેતેકાંઈ પોતાનાહોદાનું કામકરે અથવાનકરે | એજ | એજ | એજ | એજ | ૨વરસસુધીએમાંના ગમેતેપ્રકરનીકેદ, અથવા દંડ અથવાબંને | એજ |
| ૧૯૦ | કોઈસરકારીનોકરનીપાસે આસરોમાગવાની અરજકરવાથીદુરરહેવાનેકોઈસખસનેલલચાવવાસારૂતેનેડર દેખાડવો | એજ | એજ | એજ | એજ | ૧વરસસુધીએમાંના ગમેતેપ્રકારનીકેદ, અથવા દંડ, અથવા બંને | એજ |

## બાબ ૧૧ મો--ખોટા પુરાવા તથા સરકારી ઇનસાફ વિરૂદ્ધ ગુન્હા.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૯૩ | કોઈઇનસાફીકામમાંખોટીશાહેદી આપવા અથવા ખોટાપુરાવો બનાવવો | વગર વારંટે પકડાય નહી | વારંટ | જામીન લઈ શકાય | માંડીવાળી નહી શકાય | ૭વરસસુધીએમાંનાગમેતે પ્રકારની કેદ,તથા દંડ | સેસનકોરટ અથવા પ્રસીડેન્સીમાજીસ્ત્રેટ અથવા ૧વરગનો માજી |
| | બીજાકોઈકામમાંખોટીશાહેદી આપવી | એજ | એજ | એજ | એજ | ૩વરસસુધીએમાંના ગમે | એજ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | અથવા ખોટો પુરાવો બનાવવો. | | | | | | |
| ૧૯૪ | દેહાંત શિક્ષા લાગ ગુન્હો કોઈની ઉપર સાબીતી કરાવવાના ઈરાદાથી ખોટી સાહેદી આપવી અથવા ખોટો પુરાવો બનાવવો. | એજ | એજ | જામીન નહી લઈ શકાય | એજ | તે પ્રકારની કેદ, તથા દંડ અથવા જીવતા સુધી સમુદ્રપાર અથવા ૧૦ વરષસુધી સખ્ત કેદ, તથા દંડ | સેશન કોર્ટ |
| | અગર તેમ કરવાથી કોઈ એ ગુન્હા સખસની ઉપર ગુન્હો સાબિત થઈને તેનો જીવ લેવામાં આવે તો | એજ | એજ | એજ | એજ | મોત અથવા ઉપરમુજબ | એજ |
| ૧૯૫ | જીવતાં સુધી સમુદ્રપારની અથવા સાત વરસની અથવા તે કરતાં વધારે કેદની શીક્ષા થઈ શકે એવો ગુન્હો કોઈની ઉપર સાબીત કરાવવાના ઈરાદાથી ખોટી સાહેદી આપવી અથવા ખોટો પુરાવો બનાવવો. | એજ | એજ | એજ | એજ | તે ગુન્હાને માટે હોય તેજ | એજ |
| ૧૯૬ | કોઈ ઈનસાફના કામમાં બનાવટી અથવા ખોટો જાણેલો પુરાવો વાપરવો. | એજ | એજ | તે ખોટી સાહેદી આપવાના ગુનાને માટે જામીન લઈ શકાતો હોય તો લઈ શકાય નહીતો નહી | એજ | ખોટી સાહેદી આપવા અથવા ખોટો પુરાવો બનાવવા માટે જે હોય તેજ | સેશન કોર્ટ અથવા પ્રેસીડેન્સી માજીસ્ત્રેટ અથવા ૧લા વરગનો માજીસ્તરેટ |
| ૧૯૭ | જે હકીકતના પુરાવામાં કાયદા મુજબ તેવું સરટીફીકેટ લઈ શકાતું હોય તે હકીકત બાબત જાણીબુજીને કાંઈ ખોટું સરટીફીકેટ આપવું અથવા તે ઉપર સહી કરવી. | એજ | એજ | જામીન લઈ શકાય | એજ | ખોટી સાહેદી આપવા માટે જે હોય તેજ | એજ |
| ૧૯૮ | કાંઈ જરૂરની બાબતમાં ખોટું છે એવું જાણેલું સરટીફીકેટ ખરાની માફક વાપરવું. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| ૧૯૯ | કાયદા પ્રમાણે પુરાવામાં લઈ શકાય એવા કો | એજ | એજ | એજ | એજ | એજ | એજ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | ને એ કરારમાં જાણેલી ખોટી કેફીયત. | | | | | | |
| ૨૦૦ | એવો કોઈ ખોટો જાણેલો એકરાર ખરાની માફક વાપરવો. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| ૨૦૧ | કોઈ ગુનેહો કરનારને બચાવવાના ઇરાદાથી તે ગુનો થયાનો પુરાવો ઉડાવવો, અથવા તે બાબત ખોટી ખબર આપવી; તે ગુનો દેહાંત શિક્ષા જોગ હોય તો. | એજ | એજ | એજ | એજ | ૭ વરસસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ | સેશન કોરટ. |
| | જીવતા સુધી સમુદ્રપારની શિક્ષા જોગ. અથવા ૧૦ વરસની કેદની શિક્ષા જોગ હોય. તો | એજ | એજ | એજ | એજ | ૩ વરસસુધી એમાંના ગમે તે પ્રકાર કેદ, તથ દંડ | સેશન કોરટ અથવા પ્રેસિડેન્સી માજીસ્તરેટ અથવા ૧ વરગના માજીસ્તરેટ |
| | ૧૦ વરસથી ઓછી મુદતની કેદની શિક્ષા જોગ હોય તો, | એજ | એજ | એજ | એજ | તે ગુનામાટે ઠરાવેલા પ્રકારની તથા ઘણામાં ઘણી મુદત જે ઠરાવી હોય તેની ૧/૪ મુદતસુધી ની કેદ અથવા દંડ અથવા બને | પરેસીડેન્સી માજીસ્તરેટ અથવા ૧લા વરગના માજીસ્તરેટ અથવા જે કોરટથી તે ગુનાને ઇનસાફ થઇ શકતો હોય તે કોરટ |
| ૨૦૨ | કાંઈ ગુન્હા બાબત ખબર આપવાની જેની ફરજ હોય તેણે ઇરાદાથી તે બાબત ખબર આપવામાં કસુર કરવી. | એજ | એજ | એજ | એજ | ૬ મહિનાસુધી એમાંના ગમે તે પ્રકારનાં કેદ અથવા દંડ અથવા બને | પરેસીડેન્સી માજીસ્તરેટ અથવા ૧લા અથવા ૨જા વરગનો માજીસ્તરેટ |
| ૨૦૩ | કાંઈ ગુનો થયો હોય તેની ખોટી ખબર આપવી | સમન | એજ | એજ | એજ | બેવરસસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બને | એજ |
| ૨૦૪ | કોઈ લેખને પુરાવા દાખલ હાજર થતો અટકાવવાને તેનો નાશ કરવો, અથવા તેને સતાડવો | વારંટ | એજ | એજ | એજ | એજ | પરેસીડેન્સી માજીસ્તરેટ અથવા ૧લા વરગનો માજીસ્તરેટ |
| ૨૦૫ | કોઈ દીવાની કે ફોજદારી મુકદમા મધે કાંઈ કામ કરવા સારૂ અથવા જામીન થવા સાન | એજ | એજ | એજ | એજ | ૧ વરસસુધી એમાંના ગમે તે પ્રકારના કેદ અથ | સેશનકોરટ અથવા પ્રેસીડેન્સી માજીસ્તરે |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | રૂ ઓટા વેશ લેવા | | | | | વા દંડ અથવા બંને | ૨અથવા૧ લા વર્ગના માજીસ્તરેટ |
| ૨૦૬ | કાંઈ મિલકત સરકાર જપ્ત થતી, અથવા શીક્ષાના હુકમથી દંડમાં વસુલ થતી અથવા હુકમનામુ બજાવવામાં લેવાતી અટકાવવા સારૂ તે મિલકત દગલબાજીથી ખસેડવી અથવા છુપાવવી વગેરે | એજ | એજ | એજ | એજ | ૨ વરસસુધીની બેમાંના ગમે તે પ્રકારનાકેદ,અથવા દંડઅથવા બંને | પરેસીડેન્સી માજીસ્તરેટ અથવા ૧ લા અથવા ૨ વરગના માજીસ્તરેટ |
| ૨૦૭ | કાંઈ મિલકત સરકાર જપ્ત થતી શીક્ષાના હુકમથી દંડમાં વસુલ થતી; અથવા હુકમનામુ બજાવવામાં લેવાતી અટકાવવા સારૂ દગલબાજીથી તે મીલકત હક નહી છતાં દાવો કરવો, અથવા તેના કાંઈ હક બાબત ઠગાઈ કરવી. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| ૨૦૮ | જે રકમ લહેણી નથી તેને શારૂ દગલબાજીથી હુકમનામુ થવા દેવું, અથવા હુકમનામુ પુરૂ થયા પછી તે બજવા દેવું | એજ | એજ | એજ | એજ | એજ | પરેસીડેન્સી માજીસ્તરેટ અથવા ૧ વરગનો માજીસ્તરેટ |
| ૨૦૯ | કોઈ ઇનસાફની કોરટમાં ખોટા દાવો કરવો | એજ | એજ | એજ | એજ | ૨વરસસુધીનીબેમાંનાગમેતેપ્રકારનીકેદતથાદંડ | એજ |
| ૨૧૦ | જે રકમ લહેણી નહી હોય તેને સારૂ દગલબાજીથી હુકમનામુ કરાવી લેવું અથવા હુકમનામુ પુરૂ થયા પછી તે બજાવવુ | એજ | એજ | એજ | એજ | ૨વરસસુધીબેમાંના ગમે તેપ્રકારનીકેદઅથવાદંડ અથવા બંને | એજ |
| ૨૧૧ | નુકશાન કરવાના ઇરાદાથી ગુન્હાનું ખોટું તોહોમત મુકવુ | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| | અગર ગુન્હાનું તોહોમત મુકયું હોય તે ગુનો દેહાંત શિક્ષા જોગ, અથવા જીવતા સુધી સમુદ્રપારની શિક્ષા જોગ, અથવા સાત વરશથી વધારેમુદતનીકેદનીશિક્ષાજોગ હોયતો | એજ | એજ | એજ | એજ | ૭વરસસુધીબેમાંના ગમે તે પ્રકારનીકેદતથા દંડ | સેશન કોરટ. |
| ૨૧૨ | કોઈ ગુન્હેગાર ને ઘરમાં રાખવો, તે ગુન્હો જો દેહાંત શિક્ષા જોગ હોય તો. | વગરવારંટે પકડાય છે | એજ | એજ | એજ | ૫વરસસુધીબેમાંના ગમે તે પ્રકારનીકેદતથા દંડ | સેશન કોરટ અથવા પરેસીડેન્સી માજી |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | સ્તરેટ અથવા ૧લા વરગના માજીસ્તરેટ |
| | તેગુન્હો જો જીવતા સુધી સમુદ્રપા`ની અથવા ૧૦ વરસ સુધી કેદની શિક્ષા હોય તો | એજ | એજ | એજ | એજ | ૩ વરસ સુધી એમાંનાગમે તે પ્રકારની કેદ. તથા દંડ. | એજ |
| | અગર તે ગુન્હો ૧૦ વરસ સુધી નહી પણ ૧ વરસ સુધી કેદની શિક્ષા જોગ હોય તો. | એજ | એજ | એજ | એજ | તે ગુનાને માટે ઠરાવેલા પ્રકારની તથા ઘણામાં ઘણી મુદત જે ઠરાવી હોય તેની ૧/૪ મુદતસુધી કેદ અથવા દંડ અથવા બંને | પરેસીડેન્સીમાજીસ્તરેટ અથવા૧લાવરગનોમાજીસ્તરેટ અથવા જે કોરટથી તે ગુનાનો ઇનસાફ થઇ શકતો હોય તે કોરટ. |
| ૨૧૩ | કોઇ સખસને શિક્ષાથી બચાવવાને બક્ષિસ વગેરે લેવી, તે ગુન્હો દેહાંત શિક્ષા જોગ હોય તો. | વગર વારંટે પકડાય નહી | એજ | એજ | એજ | ૭ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ. | સેસન કોરટ |
| | તે ગુન્હો જો જીવતા સુધી સમુદ્રપારની અથવા ૧૦ વરસની કેદની શિક્ષા જોગ હોય તો, | એજ | એજ | એજ | એજ | ૩ વરસ સુધીની આશાન કેદ અથવા દંડ અથવા બંને | સેશન કોરટ અથવા પ્રસીડેન્સી માજીસ્તરેટ અથવા ૧લાવરગનો માજીસ્તરેટ |
| | અગર ૧૦ વરસ કરતાં ઓછી કેદની શિક્ષા જોગ હોય તો. | એજ | એજ | એજ | એજ | તે ગુનાને માટે ઠરાવેલા પ્રકારની તથા ઘણામાં ઘણી મુદત જે ઠરાવી હોય તેણી ૧/૪ મુદત સુધી કેદ, અથવા દંડ તથા બંને | પરેસીડેન્સીમાજીસ્તરેટ અથવા ૧લા વરગનો માજીસ્તરેટ અથવા જે કોરટથી તે ગુનાનો ઇનસાફ થઇ શકતો હોય તે કોરટ. |
| ૨૧૪ | કોઇ ગુન્હેગારને બચાવવાના બદલામાં કાંઇમિલકત પાછી આપવી અથવા બક્ષિસ આપવી | એજ | એજ | એજ | એજ | ૭ વરસ સુધી એમાના ગમેતે પ્રકારની કેદતથા | સેશન કોરટ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | આપવી તે ગુનો જો દેહાંત શિક્ષા જોગ હોય તો | | | | | | |
| | તે ગુન્હો જો જીવતા સુધી સમુદ્રપારની અથવા ૧૦ વરસ સુધી કેદની શિક્ષા જોગ હોય તો. | એજ | એજ | એજ | એજ | ૩ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ. તથા દંડ, | સેસન કોરટ અથવા પ્રેસીડેન્સી માજીસ્તરેટ અથવા ૧લાવરગનો માજીસ્તરેટ |
| | અગર ૧૦ વરસ કરતાં ઓછી કેદની શિક્ષા જોગ હોય તો, | એજ | એજ | એજ | એજ | તે ગુનાને માટે ઠરાવેલા પ્રકારની તથા ઘણામાં ઘણી મુદત જે ઠરાવી હોય તેની ૧/૪ મુદત કેદ અથવા દંડ અથવા બંને | પરેસીડેન્સીમાજીસ્તરેટ અથવા૧લાવરગનો માજીસ્તરેટ અથવા જે કોરટથી તે ગુન્હાનો ઇનસાફ થઇ શકતો હોય તે કોરટ. |
| ૨૧૫ | ગુન્હાથી થએલી મિલકત પાછી મેળવવામાં મદદ કરવા સારૂ કાંઇ બક્ષીસ લેવી અને ગુનેગારને પકડી નહી આપવો | એજ | એજ | એજ | એજ | ૨ વરષ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ. અથવા દંડ અથવા બંને | પરેસીડેન્સી માજીસ્તરેટ અથવા૧લાવરગનો માજીસ્તરેટ |
| ૨૧૬ | જે ગુનેગાર કેદમાંથી નાઠો હોય અથવા જે ગુનેગારને પકડવાનો હુકમ થયો હોય તે ગુનેગારને ઘરમાં રાખવો, તે ગુનો દેહાંત શિક્ષા જોગ હોય તો. | વગરવારંટે પકડી શકે | એજ | એજ | એજ | ૭ વરષ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ, | સેશન કોરટ અથવા પરેસીડેન્સી માજીસ્તરેટ અથવા૧લાવરગના માજીસ્તરેટ |
| | જીવતા સુધી સમુદ્રપારની અથવા ૧૦ વરસ સુધી કેદની શિક્ષા જોગ હોય તો. | એજ | એજ | એજ | એજ | ૩વરશ સુધી એમાંના ગમેતે પ્રકારની કેદ તથા દંડ કરે અથવા ન કરે | એજ |
| | અગર ૧૦ વરસ નહી પણ ૧ વરસ સુધી કેદની શિક્ષા જોગ હોય તો | એજ | એજ | એજ | એજ | તે ગુનાનેમાટે ઠરાવેલા પ્રકારનીતથા ઘણામાંઘણી મુદત જે ઠરાવી હોય તેના ૧/૪ મુદત સુધી | પરેસીડેન્સી માજીસ્તરેટ અથવા ૧લાવરગનો માજીસ્તરેટ અથવા જે |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | | | | | | કેદ, અથવાદંડતથાબંને | કોરટમાં તે ગુનાનો ફેંસલો થઇ શકતો હોય તે કોરટ |
| ૨૧૭ | કોઇ સખસને શિક્ષાથી અથવા કાંઇ મીલકતને સરકાર જપ્તથીબચાવવાના ઇરાદાથીકોઇ સરકારી નોકર કાયદાનો હુકમ નહી માને તો | વગર વારંટે પકડાય નહી | સમન | એજ | એજ | ૨વરસસુધીનાબેમાંના ગમે તેપ્રકારનીકેદઅથવા દંડ અથવા બંને | પરેસીડેન્સી માજીસ્ત્રેટઅથવા ૧લા અથવા ૨જા વરગનો માજીસ્તરેટ |
| ૨૧૮ | સરકારી નોકર કોઇ સખસને શિક્ષાથી અથવા કાંઇ મીલકતને સરકાર જપ્ત થવાથી બચાવવાના ઇરાદાથી કાંઇ ખોટું દફતર અથવા લખાણ બનાવે તો | એજ | વારંટ | એજ | એજ | ૩વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારનીકેદઅથવા દંડ અથવાબંને | સેશન કોરટ |
| ૨૧૯ | કાંઇ ઇનસાફી મુકદમા મધે પોતે કાયદા વિરૂધ છે એમ જાણતો હોય એવો હુકમ, રીપોટ વગેરે કોઇ સરકારી નોકર કરે, તો. | એજ | એજ | એજ | એજ | ૭વરસ સુધીની આસાન કેદ અથવા દંડ અથવા બંને | એજ |
| ૨૨૦ | જે સખસને અખત્યાર હોય તે સખસ હું કાયદા વિરૂધ ચાલું છું એમ જાણીને કોઇને તેનો ઇનસાફ થવા સારૂ કમીટ કરે અથવા કેદમાં મોકલે તો | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| ૨૨૧ | જે સરકારી નોકરની કાયદા મુજબ કોઇને પકડવાની ફરજ હોય તે સરકારી નોકર તેને પકડવામાં ઇરાદાથી કસુર કરે અને તે ગુનો દેહાંત શિક્ષા જોગ હોય તો. | એજ | એજ | એજ | એજ | ૭વરસસુધીનીબેમાંના ગમેતેપ્રકારનીકેદતથાદંડ કરે અથવા ન કરે | એજ |
| | અગર જીવતા સુધી સમુદ્રપારની અથવા ૧૦ વરસ સુધી કેદની શિક્ષા જોગ હોય તો. | એજ | એજ | એજ | એજ | ૩ વરસના સુધીનીબેમાંના ગમેતે પ્રકારની કેદ તથા દંડ કરે અથવા ન કરે. | સેશન કોરટ અથવા પરેસીડેન્સી માજીસ્તરેટ અથવા ૧લા વરગને માજીસ્તરેટ |
| | અગર ૧૦ વરસ કરતાં ઓછી કેદની શિક્ષા જોગ હોય તો | એજ | એજ | એજ | એજ | ૨ વરસ સુધીનીબેમાંના ગમેતેપ્રકારનીકેદ તથા દંડ કરે અથવા ન કરે | પ્રેસીડેન્સીમાજીસ્તરેટ અથવા૧લા અથવા ૨ વરગના માજીસ્તરેટ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૨૨૨ | જે સખ્સની ઉપર કોઈ ફેંસલાની કોરટે શિક્ષાનો હુકમ કરેયો હોય તે સખ્સને પકડવાની જે સરકારી નોકરની ફરજ હોય તે સખસને પકડવાના ઇરાદાથી કસુર કરે, અને અગર તેની ઉપર મોતની શિક્ષાનો હુકમ થયો હોય તો | એજ | એજ | જામીન નહી લઇ શકાય | એજ | જીવતાંસુધીનો સમુદ્રપાર અથવા ૧૪ વરપનો એમાંનાગમેતેપ્રકારની કેદ તથા દંડ કરે અથવા ન કરે. | સેશન કોરટ |
| | અગર જીવતા સુધી સમુદ્રપારની અથવા સાંનિક દાસત્વની અથવા ૨૦ વરસ સુધીની કે તેથી વધારે મુદતની સમુદ્રપારની કેદની અથવ સાંશનિક દાસત્વની અથવા કેદની શિક્ષાનો હુકમ થયો હોય તો. | એજ | એજ | એજ | એજ | ૭ વરપસુધીની એમાંનાગમેતેપ્રકારનીકેદતથા દંડ કરે અથવા ન કરે | એજ |
| | અગર ૧૦ વરસ કરતાં ઓછી કેદની શિક્ષાનો હુકમ થયો હોય તો અથવા કાયદાસર રીતે કેદમાં મોકલ્યો હોય તો | એજ | એજ | જામીન લઇશકાય | એજ | ૩ વરસસુધીની એમાંના ગમેતેપ્રકારની કેદઅથવા દંડ અથવા બંને | સેશનકોરટ અથવા પરેસીડેન્સીમાજીસ્ટ્રેટ અથવા ૧લાવરગનો માજીસ્તરેટ |
| ૨૨૩ | સરકારી નોકર ગફલતથી કોઇ કેદીને નાશી જવા દે તો | સમન | એજ | એજ | એજ | બે વરસસુધીનીઆસાન કેદ અથવા દંડ અથવા બંને | પરેસીડેન્સીમાજીસ્તરેટ અથવા ૧લા અથવા૨જાવરગનો માજીસ્તરેટ |
| ૨૨૪ | કોઈ શખ્સને કાયદા મુજબ પકડતા હોયતેમાં તેણે સામા થવું અથવા હરકત કરવી | વગરવારંટે પકડાશે | વારંટ | એજ | એજ | ૨વરસસુધીનીએમાંના ગમેતેપ્રકારનીકેદ અથવા દંડ અથવા બંને | એજ |
| ૨૨૫ | કોઇ સખ્શને કાયદા મુજબ પકડતા હોયતેમાં કોઇ બીજા શખ્સે સામા થવું અથવા હરકત કરવી અથવા કાયદાસર કેદમાંથી તેને છોડાવવો | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| | અગર તેની ઉપર જીવતા સુધીની સમુદ્રપારની અથવા ૧૦ વરસ સુધી કેદની શિક્ષા થઈ શકે એવા ગુનાનું તોમત હોય તો | એજ | એજ | જામીન નહીલઈ શકાય | એજ | ૩વરસસુધીનીએમાંનાગમેતેપ્રકારનીકેદતથા દંડ | સેશન કોરટ અથવા પરેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | ના વરગનો માજીસ્ટ્રેટ. |
| | અગર દેહાંત શિક્ષા થઇ શકે એવા ગુનાનું તોમત હોયતો. | એજ | એજ | એજ | એજ | ૭વ સમુદ્રપાર બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ | સેશન કોરટ. |
| | અગર તે શખ્સની ઉપર જીવતાં સુધીની સમુદ્રપારની શિક્ષાનો અથવા ૧૦ વરસસુધીની કે તેથી વધારે સમુદ્રપાર શાસનિક દાસત્વ અથવા કેદની શિક્ષાનો હુકમ થયો હોય, તો. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| | અગર મોતની શિક્ષાનો હુકમ થયો હોય તો | એજ | એજ | એજ | એજ | જીવતા સુધી સમુદ્રપાર અથવા ૧૦ વરષસુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ, | એજ |
| ૨૨૫ અ | સારી રીતે ચાલવા બાબત જામીન આપવાને ચુકવાના સબબથી કેદમાં રાખ્યું હોય ત્યાંથી નાહાસી જવું, અથવા નાસી જવાની કોસીસ કરવી. | એજ | એજ | જામીન લઇશકાય | એજ | ૧ વરષ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને | પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧લા અથવા ૨જા વરગનો માજીસ્તરેટ. |
| ૨૨૬ | સમુદ્રપારની કાયદા વિરૂધ પાછું આવવું. | એજ | એજ | જામીન નહીલઇ શકાય | એજ | જીવતાસુધી સમુદ્રપાર અથવા સમુદ્રપાર જતાંપહેલાં ૩ વરસ સખ્તકેદ | સેશન કોરટ |
| ૨૨૭ | શિક્ષાની માફીની સરત તોડવી, | વગરવારંટે પકડાય નહી | સમન | એજ | એજ | અસલ હુકમની શીક્ષા, અથવા, અગર તે માંહેલી કાંઇ ભોગવી હોય, તો બાકી રહી હોય તે. | જે કોરટથી અસલ ગુનાનો ઇનસાફ થઇ શકતો હોય તે કોરટ |
| ૨૨૮ | કોઇ સરકારી નોકરે કાંઇ ઇનસાફી મુકદમાના કાંઇપણ ભાગમાં બેઠા છતા તેનું ઇરાદાથી અપમાન કરવું, અથવા તેને હરકત કરવી. | એજ | એજ | જામીન લઇશકાય | એજ | ૬ મહિનાસુધીની આસાન કેદ અથવા ૧૦૦૦ રૂ નો દંડ, અથવ બંને | જે કોરટમાં ગુનો થયો હોય તે કોરટ આ કાયદાના રૂપમા બાબમાં લખેલા ઠરાવો ને અનુસરીને |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૨૧૭ | જુરર અથવા આસેસરનો વેષ લેવો. | એજ | એજ | એજ | એજ | ૨વરસસુધીની બેમાંનાગમેતપ્રકારનીકેદઅથવા દંડ અથવા બંને | પરેસીડેન્સી માજીસ્ત્રેટ અથવા ૧લાવરગનો માજીસ્તરેટ |

## ભાગ ૧૨ મો--સીક્કા તથા સરકારી સ્ટાંપ સબંધી ગુન્હા.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૨૩૧ | શિક્કો ખોટો બનાવવો, અથવા તે ક્રિયાનો કાંઇ પણ ભાગ કરવો. | વગરવારંટે પકડી શકે | વારંટ | જામીન નહીં લઈ શકાય | માંડવાળી નહીં શકાય | ૩ વરસ સુધીની બેમાંની ગમે તે પ્રકારની કેદ તથા દંડ | સેશન કોરટ |
| ૨૩૨ | રાણીનો શિક્કો ખોટો બનાવવો, અથવા તે ક્રિયાનો કાંઇપણ ભાગ કરવો, | એજ | એજ | એજ | એજ | જીવતા સુધીની સમુદ્રપાર અથવા ૧૦ વરષ સુધીની બેમાંના ગમેતેપ્રકારની કેદ તથા દંડ | એજ |
| ૨૩૩ | શિક્કો ખોટો બનાવવાનાં કારણસર હથિયાર બનાવવાં, ખરીદવાં અથવા વેચવાં. | એજ | એજ | એજ | એજ | ૩ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ | સેશન કોરટ અથવા પરેસીડેન્સી માજીસ્તરેટ અથવા ૧ લા વરગનો માજીસ્તરેટ |
| ૨૩૪ | રાણીનો શિક્કો ખોટો બનાવવાનાં કારણસર હથિયાર બનાવવાં, ખરીદવાં, અથવા વેચવાં | એજ | એજ | એજ | એજ | ૭ વરસ સુધીની બેમાંના ગમેતે પ્રકારની કેદ તથા દંડ | સેશન કોરટ |
| ૨૩૫ | શિક્કો ખોટો બનાવવાનાં કારણસર કાંઇ હથિઆર અથવા સામાન પાસે રાખવો. | એજ | એજ | એજ | એજ | ૩ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ; તથા દંડ | સેશનકોરટ અથવા પ્રસીડેન્સી માજીસ્તરેટ અથવા ૧ લા વરગનો માજીસ્તરેટ |
| | રાણીનો શિક્કો બનાવવાનાં કારણસર હોય તો | એજ | એજ | એજ | એજ | ૨વરષસુધીબેમાંનાગમેતે પ્રકારની કેદઅથવાદંડ | સેશન કોરટ |
| ૨૩૬ | હિંદુસ્તાનમાં રહીને હિંદુસ્તાનની બહાર કાંઇ શિક્કો ખોટો બનાવવામાં મદદગારી કરવી | એજ | એજ | એજ | એજ | બ્રિટિસ મુંડયામદદતશિક્કોખોટોબનાવવામાંમ | એજ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | | | | | | દદગારી કરવાને માટેજે શિક્ષા કરવામાં આવી હોય તે શિક્ષા | |
| ૨૩૭ | ખોટો શિકકો જાણી બુઝીને આ દેશમાં લાવવો અથવા આ દેશમાંથી બહાર લઇ જવો | એજ | એજ | એજ | એજ | ૩ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ | સેશન કોરટ અથવા પરેસીડેન્સી માજીસ્તરટ અથવા ૧લા વરગનો માજીસ્તરેટ |
| ૨૩૮ | રાણીનો શિકકો ખોટો બનાવેલો જાણી બુઝીને આ દેશમાં લાવવો અથવા આ દેશમાંથી બાહાર લઇ જવો | એજ | એજ | એજ | એજ | જીવતાસુધી સમુદ્રપાર અથવા ૧૦ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ | સેશન કોરટ |
| ૨૩૯ | કોઇ શિકકો ખોટો છે એમ તે લેતી વખત જાણીને રાખવો, તથા તે બીજાને આપવો વગેરે | એજ | એજ | એજ | એજ | ૫ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ | સેશનકોરટ અથવા પરેસીડેન્સી માજીસ્તરેટ અથવા ૧લા વરગનો માજીસ્તરેટ |
| ૨૪૦ | રાણીના કોઇ સીકા બાબત તેમ કરવું | એજ | એજ | એજ | એજ | ૧૦ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ | એજ |
| ૨૪૧ | કોઇ માણસની પાસે કાંઇ શિકકો પહેલાં આવે તે વખતે તે એમ જાણતો નહી હોય કે આ શિકકો ખોટો છે તે શિકો તે માણસે કોઇને ખરા દાખલ આપવો | એજ | એજ | એજ | એજ | ૨ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારના કેદ અથવા જેટલી કિમતનો તે ખોટો સિકો હોય તે થી દશગણો દંડ, બંને | પરેસીડેન્સી માજીસ્તરેટ અથવા ૧લા અથવા ૨જા વરગનો માજીસ્તરેટ |
| ૨૪૨ | કોઇ શિકકો કોઇ શખ્સની પાસે આવતી વખતે તેણે એમ જાણ્યું હોય કે આ શિકો ખોટો છે તે શખ્શને તે ખોટો શિકકો પાસે રાખવો. | એજ | એજ | એજ | એજ | ૩ વરસ સુધીના એમાંના ગમે તે પ્રકારનો કેદ તથા દંડ | સેશન કોરટ પરેસીડેન્સી માજીસ્તરેટ અથવા ૧લા વરગનો માજીસ્તરેટ |
| ૨૪૩ | રાણીનો કોઇ શિકો કોઇ શખ્સની પાસે આવતી વખતે તેણે એમ જાણ્યું હોય કે | એજ | એજ | એજ | એજ | ૭ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારના કેદ તથા | એજ |

